# નિવેદન

હિન્દુસ્થાનના છેલ્લા બે હજાર વર્ષના ઇતિહાસમાં સૌથી વિશેષ પ્રકાશ મોગલ-સમય ઉપર પડ્યો છે; અને તેમાં યે મોગલ સામ્રાજ્યના પતન-કાળ ઉપર તો અનેક દેશી અને વિદેશી અભ્યાસીઓએ વિગતવાર ચોકસાઈપૂર્વક ખુબ લખ્યું છે. પણ એ કશાયમાંથી ન મળી શકે એવું આ પુસ્તકમાં છે. છેલ્લા સમ્રાટ્ બહાદૂરશાહ અને તેમના કુટુમ્બના અતિ નિકટના પરિચયમાં રહેનારના દૌહિત્ર શ્રી. ખ્વાજા હસન નિઝામીએ, આ બધી વાતો, તેના નાના અને મા પાસેથી સાંભળી ઉર્દુમાં પ્રસિદ્ધ કરી છે. તેને આધારે આ ગુજરાતી અનુવાદ થયો છે. એટલે આમાં, મૂળ લેખકના બહાદૂરશાહના કુટુમ્બ સાથેના પરિચયને પરિણામે, જે જે અંદરની વાતો આવી છે, તે અન્યત્ર મળવા સંભવ નથી. એ છતાં, આ પુસ્તકમાંહેનાં ચિત્રો એ ઇતિહાસ કરતાં, ઇતિહાસ ઉપર પ્રકાશ નાંખે એવા ઐતિહાસિક કથાપ્રસંગો વધારે છે.

૧૦–૧૦–૨૪ અનુવાદક

# અનુક્રમ

# બાદશાહ બહાદૂરશાહ

૧ §

'ઓ ખુદા ! આજે મારી બુઢ્ઢાની પરીક્ષાનો સમય આવી લાગ્યો છે. ઓ પરવરદિગાર, મને તાકાત દે, આ બધી આપત્તિઓને આનન્દપૂર્વક સહી લેવાનું મને સામર્થ્ય દે, તારી મોકલેલી આ યાતનાઓને હસતે મ્હોંએ વધાવી લેવાની મને શક્તિ આપ. ઓ રહીમ, તારી સહાય વિના હું આ કસોટીમાંથી કેમ પાર ઉતરી શકીશ ? મારી લાજ તારા જ હાથમાં છે. મારા કુટુમ્બની સલામતી તારે જ આધીન છે. ઓ માલિક, આ અજ્ઞાન અને કઠોર સિપાઇઓને તું સમજાવ કે તે મારાં નિર્દોષ બચ્ચાંઓ અને મારી નિર્દોષ બેટીઓ ઉપર જૂલ્મ ન ગુજારે ! ઓ ખુદા, તું એક જ જાણે છે કે સિપાઇઓનાં ક્રૂર કૃત્યોને હું કેવો નાપસંદ કરૂં છું ? પણ હું લાચાર છું, હું લાઇલાજ છું. મારામાં એમની ક્રૂરતાઓ અટકાવવાનું બળ નથી. અને હવે તો મને સાંભળવા જેટલો કોઇને મારામાં વિશ્વાસ પણ કયાં છે ? એ સ્થિતિમાં, ઓ પિતા, હું કોને વિનવું ? અને કોની પાસે મારા દિલની વેદના ઠાલવું ?'

દિલ્હીનો છેલ્લો મોગલ સમ્રાટ બાદશાહ બહાદૂરશાહ, ગદરનો ઝંડો લઇને અંગ્રેજો સામે બળવો માંડનારા દેશી

સિપાઈઓની દિલ્હીમાં સખ્ત હાર થઈ અને અંગ્રેજ સૈન્યો વિજયવંત પગલે લાલ કિલ્લામાં પ્રવેશ કરી રહ્યા હતા તે સાંજે, પોતાના ઓરડામાં એક નાની ચાદર ઉપર બેસી ખુદાની બંદગી કરી રહ્યો હતો. બંદગીના શબ્દે શબ્દે બહાદૂરશાહની વૃદ્ધ, ભક્તિભીની આંખોમાંથી વેદનાનાં આંસુ ટપકતાં હતાં. તેનો અવાજ ધ્રૂજતો હતો.

આ બધો વખત બહાદૂરશાહની લાડિલી બેટી કુલ્શુમ-ઝમાની બેગમ તેની પાછળ ઉભી હતી. તે પણ તેના પ્યારા અને સાધુચરિત પિતાની આટલી વ્યથિત દશા જોઈને થંભી ગઈ હતી. અને બહાદૂરશાહ તો પ્રાર્થનામાં-ખુદાની સમક્ષ તેનું દિલ ખાલી કરવામાં—એટલો નિમગ્ન બની ગયેલો કે તેને તેના ઓરડામાં કોણ છે તેની બિલકુલ ખબર જ નહોતી.

બહાદૂરશાહના ઓરડાની બારીમાંથી પૂર્વ તરફની આસમાની દિવાલ ઉપર પથરાયેલો આથમતા સૂર્યનો છેલ્લો ઝાંખો રાતો પ્રકાશ જેમ જેમ ઓસરવા માંડયો, તેમ તેમ બાદશાહની બન્દગીના શબ્દો ધીમા પડવા લાગ્યા. ધીમે ધીમે બાદશાહના મુખમાંથી અવાજ જ નીકળતો બંધ થયો. માત્ર થોડી થોડી વારે ગળામાંથી ઉંડી, અગમ્ય વેદનાનાં કરૂણ ડુસકાં જ સંભળાતાં. આખરે એ પણ બંધ થયાં. અને ઘુંટણ-ભર બેઠેલા બહાદૂરશાહનું માથું જમીન ઉપર ઢળી પડયું. 'ઓ ખુદા ! ઓ માલીક !' એ બે, પાસે ઉભેલા માણસને પણ ન સંભળાય એવા ધીમા ઉદ્‌ગારો સાથે બહાદૂરશાહ જાણે નિશ્ચેતન બની ગયો.

પાછળ જ ઉભેલી કુલ્શુમથી આ ન જોઈ શકાયું. તે એક-દમ તેના પિતાના ચરણમાં લોટી પડી : અને મૃદુ સ્પર્શથી તેમજ મધુર શબ્દોથી બહાદૂરશાહને ફરીવાર જાગૃત કર્યા. બહા-

દૂરશાહે ફરીવાર તેનું ખભા ઉપર ડગતું બુઝર્ગ માથું ઉંચું લીધું અને નિર્જીવ આંખો ઉઘાડી. તેણે બધી શક્તિ ભેગી કરીને તેની પ્રાણ કરતાં યે પ્યારી બેટી કુલ્શુમની સામે જોયું. અંદરથી જાણે કોઇ આગમ ભાખતું હોય તેવા ગંભીર અવાજે તેમણે બોલવા માંડયું :

"બેટા કુલ્શુમ ખુદા તને સો વર્ષની કરો. પણ હવે આપણો દિવસ આથમ્યો છે. ખુદાને ગમશે તે થશે. મેં સ્વપ્નામાં..." બહાદૂરશાહ એકાએક અટકી ગયો. તેની જીભ જાણે અટકી ગઇ. તેના આખા મ્હોં ઉપર કોઇ અસહ્ય વેદનાની ઉંડી શ્યામ છાયા પથરાઇ રહી.

'બેટા, એ સ્વપ્નામાં...' બહાદૂરશાહે થોડો વિરામ લઇને, તેની વેરાઇ જતી શક્તિઓને એકત્રિત કરીને આગળ ચલાવ્યું. 'સ્વપ્નામાં જોયું કે મારાં પ્યારાં ફરજંદોની ગરદન ઉપર ફીરંગીઓ છુરીઓ ચલાવતા હતા. મેં જોયું કે આ મહેલમાં વસનારી ઓરતો, ચોધાર આંસુએ રડતી અને મોટે સાદે આર્ત પોકાર કરતી, સુનસાન જંગલોની વચ્ચે ઉઘાડે મ્હોંએ અને ફાટેલા વસ્ત્રોએ, ભૂખી અને તરસી ભટકતી હતી. બેટા, એ સ્વપ્ન જોઇને મને સમજાયું કે આપણા વંશનો નાશ થવાનો સમય નિકટ—સાવ નિકટ—આવ્યો છે. એ જોઇ—મારાં બાળ બચ્ચાં અને કુટુમ્બીઓની આવી દશા જોઇ—મારો જાન જાણે નીકળી જાય છે. પણ, બેટા, ગભરાઇશ નહિ, એ ખુદાની કસોટી છે. સૌને માથે તે એવી વિપત્તિઓ વિતાવે છે. બેટા, તારી અને મારી કસોટીની પળો ચાલી આવે છે. ત્યારે કુલ્શુમ, ગભરાઇશ નહિ. તું તો સમજુ છે. ત્યારે તારાં નાનાં ભાઇ-બ્હેનોને હીમ્મત આપજે.' બહાદૂરશાહે છેવટે કુલ્શુમને હીમ્મત આપી અને તેને પોતાની પાસે બેસાડી તેનાં આંસુ લૂછ્યાં અને છેલ્લી વખતને માટે તેને ચુંબન કર્યું.

## ૨ §

બહાદૂરશાહનો સ્વભાવ છેલ્લાં કેટલાં યે વર્ષો થયાં સંસાર-વિરક્ત સાધુઓના જેવો બની ગયો હતો. તેની આ સંસાર ઉપરની આસક્તિ સાવ ચાલી ગઇ હતી. જેમ જેમ તેના કાળા, કાવ્યમય, ઝુલ્ફાવાળા વાળ ધીમે ધીમે ધોળા બનતા ગયા, તેમ તેમ તેણે, તેના વડવા બાબર અને અકબરશાહે પ્રાણ પાથરીને સ્થાપેલી મોગલ શહેનશાહતની લગામો કોના હાથમાં રહે છે તેની ચિન્તા સાવ છોડવા માંડી અને ખુદાના નામની ગઝલો જોડવામાં જ રહી સહી જીન્દગીની પળેપળ ખર્ચવા માંડી. બહાદૂરશાહના એ ધર્મજીવનના ઉદાહરણો દિલ્હીમાંથી અને ભારતવર્ષનાં બીજાં સ્થળોમાંથી આજે પણ અનેક મળી રહે છે. દિલ્હીમાં તો અત્યારે યે* એવા અનેક માણસો હૈયાત કે જેમણે ગોદડી પહેરીને દિલ્હીની બજારમાં ભટકતા એ બાદશાહને સગી આંખોએ જોયો છે અને તેની ગઝલોને સગા કાનોએ સાંભળી છે.

છેલ્લાં વર્ષોમાં તો બહાદૂરશાહને ધર્મનો એટલો રંગ લાગેલો કે તે દરરોજ દરબાર ભરીને, ધર્મના અમલદારોની સમક્ષ—મુલ્લાંઓ અને મૌલવીઓની સમક્ષ—પોતે રચેલી ગઝલો ગાઇ સંભળાવતો. એ દરબારમાં ધર્મચર્ચા જ થતી.

છેલ્લે છેલ્લે તો બહાદૂરશાહને પોતાના શિષ્યો બનાવવાનો શોખ લાગેલો. જે માણસ તેનો શિષ્ય થાય તેને માસિક પાંચ રૂપિયા પગાર મળતો. એટલે એ પ્રલોભનને પરિણામે તેનો શિષ્યસમુદાય વિશાળ બનેલો.

બહાદૂરશાહને કેટલાયે સાધુ પુરૂષો સાથે મહોબ્બત હતી. આ લેખકના નાના હઝરત ગુલામહુસેન અને બહાદૂરશાહ અતિ

---

* અત્યારે યે એટલે આ મૂળ પુસ્તક લખાયું તે વર્ષોમાં.

પ્યારા મિત્રો હતા. એટલે, મારા નાના વારંવાર કિલ્લામાં જતા અને બહાદૂરશાહની ખાનગી સભાઓમાં ભાગ લેતા. આ લેખકની માતાને પણ બહાદૂરશાહનો નિકટ પરિચય થયેલો. એટલે જ, આ લેખકે તેની માતા પાસેથી બહાદૂરશાહના છેલ્લા દિવસોની દુ:ખમય કથાઓ સાંભળી આંસુ સાર્યાં છે.

બહાદૂરશાહનું દિલ એટલું પારદર્શક અને સત્યપ્રિય હતું કે તેના સંસર્ગમાં આવનાર તમામ માણસોમાં તેને માટે માન-બુદ્ધિ જ ઉત્પન્ન થતી. એટલે, હિન્દી સિપાઇઓના બળવો અફળ જતાં, જ્યારે તેના ઉપર જીવલેણ આફત આવી પડી ત્યારે, તેના દુ:ખે દુ:ખી બની, તેને નામે આંસુ પાડનાર દિલ્હીમાં ઘણા માણસો હતા. પણ એને એ વખતે સહાય કરવાની કોણ હિમ્મત બતાવી શકે? અને ચોદિશમાંથી અંગ્રેજ લશ્કર, તોફાને ચડેલા મહાસાગરની જેમ, લાલ કિલ્લા ઉપર ધસી આવતું હોય, ત્યાં બહાદૂરશાહને સહાય પણ શી થઇ શકે? એ તો ખુદાની જ મોકલેલી આફત હતી: અને બહાદૂરશાહ એ સમજી ગયો હતો. એટલે જ, દિલ્હીના દરવાજા ઉપર અંગ્રેજ તોપનો પહેલો ધડાકો થયો તે પળથી જ, બહાદૂરશાહ આત્મ-નિરીક્ષણ અને ઇકરાર-ની મનોદશામાં હતો. તેના માથા ઉપર તોળાઇ રહેલાં આફતોનાં વાદળોને ક્ષણે ક્ષણે વિશેષ ઘોર બનતાં જોઇ, બહાદૂરશાહ વિશેષ વિનમ્ર બનતો જતો. અને ખુદા જાણે તેની સમક્ષ ખડો જ હોય તેમ, એ બધી આપત્તિઓ માટે નસીબનો જ દોષ કાઢતો.

એજ પુનિત મનોદશામાં, લાલ કિલ્લો હંમેશને માટે છોડવાની સાંજે, બહાદૂરશાહે પોતાના ખાનગી ઓરડામાં ખુદાને છેલ્લી બંદગી ગુજારી, અને કુલ્શુમ ઝમાની બેગમને ધસારાબંધ દોડયા આવતા ભીષણ ભાવીના પડછંદા સંભળાવ્યા; અને એથી ન ગભરાવાની સમજણ આપી, દિલાસો દીધો.

બુઝાતો દીપક

પછી બહાદૂરશાહે પોતાના ઓરડામાંથી બહાર આવી મ્હોં સાફ કરી, કુલ્શુમને અને બીજી સ્ત્રીઓને રથમાં બેસાડી હુમાયુના મકબરા તરફ રવાના કરી, અને પોતે પણ, લાલ કિલ્લાની પાછળની બારીએથી, પહેરેલાં ત્રણ લુગડાંભર નીકળી, પોતાના પાટનગર દિલ્હીની છેલ્લી વિદાય લીધી. રાતના અંધકારનો કાળો પડદો આખી સૃષ્ટિને વિંટળાઇ વળ્યો હતો: એટલે મોગલ શહેનશાહત અને મોગલ તાઝ અંગ્રેજોને માટે લાલ કિલ્લામાં સલામત મૂકી નાસી છુટતા છેલ્લા મોગલ શહેનશાહ બહાદૂરશાહને કોઇ ન નિહાળી શક્યું.

ધીમે પગલે રસ્તો કાપતાં કાપતાં, બહાદૂરશાહ મોડી રાતે દિલ્હીથી થોડા માઇલ દૂર હઝરત મહબૂબ ઇલાહીની દરગાહમાં પહોંચ્યો અને ત્યાં રાત રહ્યો. બહાદૂરશાહ દરગાહમાં પહોંચ્યો ત્યારે તે કરૂણાની સજીવ મૂર્તિ જેવો લાગતો. તેનો ચહેરો ચિન્તાથી સાવ ઉતરી ગયો હતો. તેની શ્વેત દાઢી રસ્તાની ધૂળથી ભૂખરી બની ગઇ હતી. થોડા જ કલાકમાં બહાદૂરશાહ દશ વર્ષ વધારે બુઢ્ઢો બની ગયો દેખાતો હતો.

૩§

બહાદૂરશાહ દરગાહના દરવાજે પહોંચ્યો અને દ્વાર ઉપર ટકોરો દીધો, ત્યાં મહબુબ ઇલાહી પોતે દરવાજે હાજર થયા અને બાદશાહને અતિ માનપૂર્વક અંદર લઇ ગયા. બહાદૂરશાહનો ચહેરો જોઇ મહબૂબ ઇલાહી સમજી ગયા કે બહાદૂરશાહ હવે બાદશાહ નથી, હવે તે દિલ્હીનો ભટકતો ભિખારી છે. અને એ વિચારે તો મહબૂબ ઇલાહીનું હૈયું લાગણીથી ભરાઇ ગયું. તે બહાદૂરશાહને દોરીને દરગાહના અંદરના ભાગમાં ખાનગી ઓરડામાં લઇ ગયા. ત્યાં બહાદૂરશાહને સાદી ચાદર ઉપર બેસાડયો અને પોતે તેમની સામે જમીન ઉપર બેઠો.

થોડીવાર સુધી તો બન્ને ચુપ બેસી રહ્યા. મહબૂબ ઇલાહીના દિલમાં અનેક પ્રશ્નો ઉઠતા હતા, પણ તેને બહાદુરશાહની પળમાં પલટાયેલી દશા જોઇ એવો સખ્ત આઘાત લાગેલો કે તે સ્તબ્ધ જ બની ગયો હતો. ઓરડાના એક ખુણામાં ટમટમ બળતો ઝાંખો દીવો પણ આ ઘડીએ જાણે ગતિહીન બની ગયો હતો.

આખરે બહાદુરશાહે શાન્તિ તોડી. તેને બાળી રહેલી આંતર વેદના આખરે બહાર ધસી આવી :

'ઇલાહી સાહેબ, હું તો જાણતો હતો કે આ સિપાઇઓ પોતે ડુબવાના છે, અને સાથે મને પણ તળીએ લઇ જવાના છે : અને અંતે થયું પણ તેમજ. આખરે આજે મારે નાસી છુટવાની વેળા આવી. ભાઇ, તમે જાણો છો કે હું તો ફકીર છું. પણ તો યે, મારા પૂર્વજોની સાથે આ પ્રસંગની સરખામણી કરવાનું મને મન થઇ જાય છે. મારા બાપદાદાઓએ આથી પણ ખરાબ વખત જોયો છે અને છતાં તે કદિ હિમ્મત નહોતા હાર્યા. પણ આ વખતે તો મારી નજર સમક્ષ ભીષણ ભાવી અતિ સ્પષ્ટ રીતે દેખાઇ રહ્યું છે. એ ચોક્કસ વાત છે કે હિન્દુસ્તાનના સિંહાસન ઉપર હું તૈમુરના વંશનો છેલ્લો વારસ છું. મોગલ શહેનશાહતનો દીપક ઓલવાઇ રહ્યો છે. તેની બુઝાઈ જતી—મરી જતી—હું છેલ્લી જ્યોત છું. હવે એ જ્યોત જીવતી રહેવાનો સંભવ જ નથી. હું એ જાણું છું, હું એ મારી સગી આંખોએ જોઇ રહ્યો છું, અને એ છતાં શા માટે રક્તપાત કરાવું ? એથી જ કિલ્લો છોડી હું ચાલ્યો આવ્યો છું. આ જમીન ખુદાની છે. તેની મરજીમાં આવે તેને તે સોંપે. સેંકડો વર્ષ સુધી મારા પૂર્વજોએ આ જમીન ઉપર રાજ્ય કર્યું. મારા પૂર્વજોએ આટલાં વર્ષો સુધી હિન્દુસ્તાનની ભૂમિ ઉપર મોગલોનો વિજયધ્વજ ફરકતો રાખ્યો. તેમણે ખૂબ

સત્તા ભોગવી, તેમણે ખૂબ વૈભવ માણ્યો. હવે અમારો સમય પરવાર્યો. હવે બીજાનો વારો આવ્યો. હવે બીજા કોઇ કુળના નબીરાઓ હિન્દુસ્તાનના શહેનશાહ તરીકે દિલ્હીના સિંહાસન ઉપર વિરાજશે અને હિન્દુસ્તાન ઉપર શાસન કરશે. તેઓ અમારી પાસે કબુલ કરાવશે કે તેઓ વિજેતા અને અમે પરાજીત. પણ આ કાંઇ મારા માટે દુઃખનો કે ખેદનો વિષય નથી. કારણ કે અમે પણ એમ જ કર્યું હતું ને? અમે પણ બીજાને સંહારી, બીજાની સત્તા તોડી, અમારી સત્તા જમાવી હતી ને?'

છેલ્લા શબ્દો બોલતાં, બહાદૂરશાહનો અવાજ લાગણીથી ધ્રૂજતો હતો અને ઝાંખા દીવાના પ્રકાશમાં તેની આંખમાં ઝળઝળીયાં સ્પષ્ટ દેખાતાં હતાં.

બહાદૂરશાહ એટલું બોલી ચુપ બન્યો. ઓરડામાં ફરી વાર શાન્તિ વ્યાપી રહી. ત્યાં બહારશાહને કંઇક યાદ આવ્યું હોય તેમ તેણે તેના ઝબ્બા નીચેથી એક નાનકડી દાબલી કાઢી અને તેના સામું અનિમિષ નેત્રે ક્યાંય સુધી જોઇ રહ્યા પછી, તે ઇલાહી સાહેબના હાથમાં મૂકી. દાબલી ઇલાહીના હાથમાં મૂકતાં બહાદૂરશાહની આંખમાંથી આંસુનું એક બિન્દુ પડયું.

'લ્યો, હવે આ તમને સોંપું છું. દિલ્હીની શહેનશાહત કરતાં યે કયાંયે વિશેષ કીમ્મતી, મારા પૂર્વજોનો એ વારસો છે. એ તમને સોંપવા ઇચ્છું છું. અમીર તૈમુરે જ્યારે કરતુન્તુનિયા જીત્યું, ત્યારે સુલતાન યલ્દરમ બીરાજીદના ખજાનામાંથી આ સંપત્તિ હાથ લાગેલી. આ દાબલીમાં હજુર કાયનાતની પાક દાઢીના પાંચ બાલ છે. આજ સુધી તેને અમે અમારા કુટુમ્બની અતિ પવિત્ર વસ્તુ તરીકે સાચવી છે. પણ અત્યારે આ ધરતી ઉપર અમારૂં કોઇ ઠેકાણું નથી. આજે અમારી જીન્દગી પણ સલામત નથી. એટલે હવે આ દૌલતને તમે જ સાચવો.'

બાદશાહના હાથમાંથી દાબલીને બહુ સંભાળથી ઇલાહીએ પોતાના હાથમાં લીધી. જાળવીને તે ઉઘાડી : અને તેમાંના બાલને શિર નમાવી અતિ પ્યારથી ચુંબન કર્યું. તે બાલ હજીયે મોજુદ છે. દરેક વર્ષ રબી–ઉલ–અવ્વલના માસમાં અનેક યાત્રાળુઓ એ બાલના દર્શને જાય છે.

૪§

બહાદુરશાહ ક્યાંય સુધી ચુપચાપ બેસી રહ્યો. તેને છેલ્લા બે દિવસનો કડાકો હતો. અંગ્રેજોના ઘસારાની ચિન્તામાં છેલ્લા દિવસથી તે બિલ્કુલ ખાવાનું જ પામ્યો ન્હોતો. એટલે તેના દિલમાં ગડમથલ ચાલતી હતી કે ઇલાહી સાહેબ પાસે ખાવાનું માગું કે કેમ ? થોડી ક્ષણોની આનાકાનીને પરિણામે બહાદુરશાહે મનને મનાવ્યું અને ઇલાહી પાસે ભોજન માગ્યું.

બહાદુરશાહના મુખમાંથી આ શબ્દો નીકળતાં જ, ઇલાહીના માથા ઉપર જાણે વીજળી પડી. ઇલાહીને સ્વપ્ને પણ ક્યાંથી ખ્યાલ હોય કે બહાદુરશાહને બે દિવસના કડાકા હશે ? અને બળવાના દાવાનળથી ઘેરાયેલા હોવાને કારણે પોતાને ત્યાં તો કંઇજ ખાવાનું ન્હોતુ. એટલે ઇલાહી મુંઝાયો. દિલ્હીનો શહેનશાહ, બે દિવસના કડાકા પછી, તેની પાસે ખાવાનું માગે અને તે કંઇ જ ખાદ્ય હાજર ન કરી શકે એ ઇલાહીને અસહ્ય લાગ્યું:

'આ દાવાનળની વચ્ચે અમને પણ ખાવા–પકાવવાની શુદ્ધિ જ નથી રહી.' ઇલાહીએ પોતાની લાઇલાજ દશાનો બચાવ કરવા માંડ્યો. 'છતાં યે હું ઘેર જાઉં છું અને જો કાંઇ મળે તો તો આપની સેવામાં હાજર કરૂં છું. આપને માટે મારે ત્યાંથી, આવે વખતે, સુકોસુકો રોટલો યે ન મળે એ તો મારા કમનસીબની જ વાત છે ને ?'

ઇલાહીએ ઘેર જઇ તપાસ કરી. ચણાની બે સુકી ખાખરી અને ચટણી લઇને તે દરગાહે પાછા આવ્યા.

બહાદૂરશાહે ચુપચાપ તે ખાધું અને બે દિવસના ઉપવાસને અંતે, આવો પણ ખોરાક આપવાને માટે—એ મહેરને માટે—પરવરદિગારનો અહેશાન માન્યો.

ખાધા પછી બહાદૂરશાહે જવાની રજા માગી.

'પણ આપ જશો ક્યાં?' ઇલાહીએ પૂછ્યું.

'ખુદા દોરશે ત્યાં. હા, હું હુમાયુના મકબરામાં જઇશ. અને ત્યાં જઇ કેદ પકડાઇશ. પ્રથમ તો હું સીધો જ એ મકબરામાં જવાનો હતો. પણ મારે તમને મારી દાબલીની સોંપણી કરવી હતી, એટલે અહીં આવ્યો.'

'ના, ના, એમ ન પકડાઇ જાઓ. એમ ન કરો. આપ અહીં જ રહો. જ્યાં સુધી હું અને મારૂં કુટુમ્બ જીવતા છીએ ત્યાં સુધી અહીં જ રહો—અમે આપના એક વાળને પણ આંચ નહિ આવવા દઇએ. પહેલાં અમે મરીશું, પછી જ કોઇ આદમી આપના શરીરને સ્પર્શ કરી શકશે.' ઇલાહીના દિલમાંથી બહાદૂરશાહ પ્રત્યેના પ્રેમ અને ભક્તિ જાણે આજીજી કરી રહ્યાં હતાં.

પણ બહાદૂરશાહને દરગાહમાં રહેવું નિરર્થક લાગ્યું.

'પણ આ બધું શા માટે?' બહાદૂરશાહે અતિ કરૂણ અવાજે કહ્યું: 'આ બુઢ્ઢી કાયાને માટે હું મારા મિત્રોને અને ચાહનારાઓને શા માટે હેરાન કરૂં? અને પછી તેમને ફાંસીએ ચડતા કે તલવારથી રહેંસાતા પણ હું કેમ જોઇ શકું? ના, ના, મારાથી એ ન

સહી શકાય. મારું કામ પૂરું થયું. અને મારે તમારી મુલાકાત પણ થઇ ગઇ. તમને જે વસ્તુ સોંપવા ઇચ્છતો હતો તે વસ્તુ સોંપી પણ દીધી. હવે તો મને જવા જ દો. યા ખુદા, તું કરે તે ખરું !'

બહાદુરશાહ અને ઇલાહી એક બીજાને અતિ પ્યારથી અને ફરી ફરીને ભેટયા. અને પછી દિલ્હીનો છેલ્લો સમ્રાટ દરગાહ છોડીને હુમાયાના મકબરાની દિશામાં ચાલ્યો.

૫૬

બહાદુરશાહે દરગાહ છોડી તે વેળા પશ્ચિમ દિશામાં અંધારી પાંચમ–છઠ્ઠનો ચંદ્ર ઉદય પામતો હતો. એ ચાંદનીના ઝાંખા પ્રકાશમાં બહાદુરશાહ ધીમે ધીમે મકબરામાં પહોંચ્યો. ત્યાં કંપની સરકારે તેને કેદ કર્યો અને પછી રંગુન મોકલી દીધો.

રંગુનમાં પણ બહાદુરશાહે તો ખુદાના નામની ગઝલો ગાવામાં જ જીન્દગીના શેષ દિવસો વિતાવ્યા.

આવા ભલા, નિરૂપદ્રવી, સાધુચરિત અને ધર્મપરાયણ બહાદુરશાહની સાથે–તૈમુર, બાબર, અકબર અને શાહજહાંના આ વંશજ સાથે–જેલમાં એકદમ અમાનુષી વર્તાવ રાખવામાં આવતો. અને એ વર્તાવનું વર્ણન ૧૮૫૯ના મે માસની અગીયારમી તારીખે લંડનના સેંટ જેમ્સ હોલમાં વિલાયતની પાર્લામેન્ટના એક સભાસદે નીચે મુજબ કરી બતાવ્યું હતું:

'હું તે અશક્ત અને વૃદ્ધ બાદશાહને મળ્યો છું, પણ તે તેના રાજમહેલમાં નહિ. રંગુનની જેલમાં એક ગંધાતી કોટડીમાં, એક સડી ગયેલા બિસ્તરા ઉપર તે પડયો હતો. તેની પાસે ઓઢવા માટે એક જુની પુરાણી ફાટેલી ગોદડી સિવાય બીજું કાંઇ હતું નહિ. મેં

એને જોયો ત્યારે તેના ભૂતકાળના જીવનપ્રસંગો તેના મનમાં ઘોળાતા હોય એમ મને લાગ્યું. બહુ મુશ્કેલીથી તે બેઠો થયો. તેણે પોતાનો હાથ મને બતાવ્યો. તે રોગથી ખવાઇ ગયો હતો, અને તેના ઉપર માખીઓ ગણગણતી હતી. એમ થવાનું એક કારણ એ હતું કે તેને પૂરતું પાણી મળતું નહીં. અત્યંત કરૂણ સ્વરથી તેણે મને કહ્યું કે મને ખાવાનું મળતું નથી.'

આખરે ઇ. સ. ૧૮૬૧ના નવેમ્બર માસની સાતમી તારીખે બહાદૂરશાહનું જેલમાં અવસાન થયું અને એ છેલ્લા મોગલ બાદશાહનું મુડદું પણ કાંઇ તોફાન ન કરી બેસે તેટલા માટે, તેને રાતના અંધારામાં, એ મકાન પાસે જ દફનાવવામાં આવ્યું!



# બેહાલ શાહજાદો

૧ §

બળવાની બરાબર એક વર્ષ પહેલાંની મધ્યાહ્ન હતી. ભર ઉનાળાનો સૂર્ય તેના પ્રવાસમાંથી ઘડીભર થંભી આકાશની મધ્યમાં અગ્નિ વરસાવતો ઉભો હતો. દિલ્હી નગરમાં, આસપાસના ઉપવનોમાં અને જંગલોમાં સુનસાન શાન્તિ હતી. ભગવાન્ ભાસ્કરના એ પ્રતાપને ન સહી શકવાથી મનુષ્યો અને પશુપંખીઓ–પ્રાણી માત્ર શીતળતાને માટે પોકારતાં જ્યાં ત્યાં પડ્યાં હતાં.

આ ખરા તાપમાં ચાર રાજકુમારો મહેલમાં શાન્તિ ન મળવાથી શિકાર ખેલવા નીકળ્યા હતા. તેમની સાથે તેમનું નાનું અનુચર–મંડળ હતું. તેઓ જંગલમાં ઘુમતા હતા, અને કોઇ વૃક્ષ ઉપર પોતાના માળામાં નાનાં બચ્ચાંને પડખામાં લઇને લપાઇને બેઠેલી પક્ષી–માદાને જોઇ બંદૂકના બહાર કરતા હતા. અત્યંત નીરવ આ અરણ્યમાં કાળભૈરવ સમો ભીષણ અવાજ સાંભળી હજારો પક્ષીઓ પોતાની ઉડવા ના પાડતી પાંખોને પરાણે પ્રસારી, પોતાના પ્રિય માળાઓ અને પ્યારાં બચ્ચાંઓને છોડી ચાલી નીકળતાં અને શાહજાદાઓની ગોળીઓથી વીંધાઇ ટપોટપ નીચે પડતાં.

એટલામાં સામેથી ફક્ત ગોદડી ઓઢેલો એક ફકીર ચાલ્યો આવતો હતો. તેના મોઢા ઉપર ખિન્નતા અને કરૂણા દેખાતી હતી. ખરે બપોરે જંગલમાં બંદૂકોના બહાર અને પક્ષીઓનું

બુમરાણ સાંભળી તે કોઇ વડલાની શીતળ છાયા છોડી અવાજની દિશામાં આવતો હતો એમ લાગતું હતું. તે નજીક આવ્યો અને બાદશાહના શાહજાદાઓને જોઇ તેણે ઘણા જ માનપૂર્વક તેમને સલામ કરી અને કહ્યું:

'શાહજાદા સાહેબ, આ અબોલ પંખીઓને શા માટે સતાવો છો? આપનું તેમણે શું બગાડયું છે? વાચાહીન આ પક્ષીઓને કેટલું દુઃખ થતું હશે? જુઓને, તે બીચારાં તેમની બોલીમાં કકળાટ કરી રહ્યાં છે. અને આ વગડો તેના મૌનથી તેમાં કરૂણાના સૂર પૂરી રહ્યો છે. આપ તો બાદશાહ લોક છો, આ પણ આપનો મુલ્ક છે. અને બાદશાહોની તો ફરજ છે કે, પોતાની વસ્તુનું રક્ષણ કરવું—વસ્તીની સાથે પ્રેમ અને માયાથી વર્તવું."

વડો શાહજાદો, જેની ઉમર ૧૯ વર્ષની હતી, તેના મ્હોં પર આ વાત સાંભળી શરમના શેરડા પડયા. તેણે માથું નમાવી બંદૂક ફેંકી દીધી. બીજા બે શાહજાદાઓ ચુપચાપ ઉભા રહ્યા. પણ સૌથી નાનો મીરજા નસીર ઉલ્મુલ્ક મ્હોં બગાડીને બોલ્યોઃ "જાવ, મને કોઇનો ઉપદેશ કે કોઇની સલાહ સ્વીકારવાનો અભ્યાસ નથી." તેના અવાજમાં શાહજાદાની ઉદ્ધતાઇ હતી. તેણે એ ફકીરની હાજરીમાં બંદૂકના બાર કરવા માંડયા.

ફકીર શાંત ઉભો રહ્યો. પેલા ત્રણ શાહજાદાઓ પણ શાન્ત ઉભા હતા. માત્ર મીરજા, હવે મોજની ખાતર નહિ પણ પેલા ફકીરને ખીજવવા ખાતર પક્ષીઓને પાડતો હતો. ફકીર આ ન જોઇ શકયો. તેણે ફરી વાર શાહજાદાને વિનતિ કરીઃ

"હજુર! ગુસ્સો શા માટે કરો છો? નાનાં નાનાં પક્ષીઓને આપ શા માટે હણો છો? આપને શિકારનો શોખ હોય તો કોઇ એવા પશુને મારો કે જેને મારતાં આપને શિકારની ખુબી સમજાય અને જેના મરવાથી કેટલાયને આનન્દ થાય. આ નિર્દોષ

પંખીને મારવાથી આપને શું મઝા આવે છે? પક્ષીઓ મારવાથી આપ સાંજે અહીં ફરવા આવશો ત્યારે, પોતાના મધુર કિલકિલાટથી આપને આવકાર આપનારૂં અહીં કોઇ નહિ રહે; આખા દિવસની મુસાફરીથી લોથ થઇ ગયેલા મુસાફરને, સાંજે પોતાના મનોરમ સંગીતથી નવા પ્રાણ અર્પનારૂં આ જંગલમાં કોઇ નહિ મળે, વહેલી પ્રભાતે અને મોડી સંધ્યાએ આકાશના વિશાળ ફલક ઉપર અનેક સૌંદર્યમય ચિત્રો આલેખાતાં જોઇ રાચનારૂં અને મંગળ કલ્લોલ કરનારૂં આપના આ ઉપવનમાં કોઇ નહિ દેખાય. અને સાહેબજાદા! આપને અત્યારે ખરે બપોરે આ ઉકળાટમાં શિકાર ખેલવો ગમે છે? પધારો આરામમાં પધારો. આપને આ ન શોભે!"

ફકીરે શાહજાદાના ઉચ્ચ સંસ્કારોને અને તેની ઉન્નત લાગણીઓને જગાડવા પ્રયત્ન કર્યો. બોલતાં બોલતાં તે શાહજાદાના મ્હોં સામે જોયા કરતો હતો. પણ તે ધારેલી અસર ન કરી શકયો. શાહજાદાના મ્હોં ઉપર તે કશો શુભ ફેરફાર ન નિહાળી શકયો. મીરજાની આંખોમાં ખુન ઉભરાતું હતું અને તેના ચ્હેરા ઉપર ક્રોધ અને તિરસ્કારની રતાશ આવી હતી. આ ફકીરના ઉપદેશથી તેનું અભિમાન ઘવાતું હતું.

"લે, પક્ષીઓને છોડી હું પશુઓનો શિકાર કરૂં છું, કમબખ્ત!" મીરજાની બંદૂકમાંથી એક ગોળી છુટી અને તે ફકીરના જમણા પગ સોંસરી સુસવાટ કરતી ચાલી ગઇ. તે તમ્મર ખાઇ નીચે પડી ગયો અને તેના મોઢામાંથી આપોઆપ નિશ્વાસ નિકળી પડયો. ઘવાયેલી જગ્યાએથી ધોધમાર લોહી નીકળવા લાગ્યું. શાહજાદાઓ તો ઘોડા ઉપર ચડી ગામ તરફ ચાલ્યા ગયા. ફકીર અચેતન પડયો હતો, અને તેના પગમાંથી લોહી વહેતું હતું - પક્ષીઓનું ગુમરાણ શાન્ત પડયું હતું. ફરી વાર જંગલમાં શાન્તિ વ્યાપી હતી.

## બુઝાતો દીપક

સાંજના શીતળ વાયરાએ નિશ્ચેતન થઇ પડેલા એ ફકીરને જગાડયો, તેનામાં નવો પ્રાણ મૂકયો. ફકીરે બેઠા થવા પ્રયત્ન કર્યો. તે બેઠો થયો. એને ઘુંટણભર પોતાની ઝુંપડી તરફ ચાલવા માંડયું. તેના ઘામાંથી લોહી ચાલ્યું જતું હતું; અને તેના ચાલવાના પ્રયત્નથી તે વધારે વેગથી નીકળવા લાગ્યું. દર્દની હાય પોકારી ફકીર ફરી વાર નીચે પડયો, અને ઘડી વાર થાક ખાઇ પાછો બેઠો થયો. એ રીતે અતિ વ્યથાપૂર્વક તે ઘુંટણ ઘસતો તેની ઝુંપડીના બારણા સુધી પહોંચ્યો. સંચાર સાંભળી અંદરથી એક નાની કુતરી આવી અને તેણે જોયું તો તેનો પ્રિય માલીક બારણા વચ્ચે પડયો છે. વફાદાર કુતરી કાંઇ ન સમજી શકવાથી પોતાના માલીકના પગ ચાટતા લાગી.

રાત્રિના અંધકારે જંગલનો કબજો કરી લીધો હતો. પક્ષીઓ સંધ્યાની આરતી ગાયા વિના આજે વ્હેલાં સુઇ ગયાં હતાં. નિશાચર જનાવરના અવાજથી વખતે ભેદાતી શાન્તિ ફકીરને ઘેરીને ઉભી હતી. તે નિશ્ચેતન પડયો હતો. તેની કુતરી તેના પગ ચાટતી હતી.

૨§

દિલ્હી ગઢ ઉપર તોપો ગાજતી હતી. તેમાંથી છુટતા ગોળાઓ નગરનાં અનેક મકાનોને અને માણસોને ભરખી રહ્યા હતા. દિલ્હીના રાજમાર્ગ ઉપર મુડદાના ઢગલા ખડકાયા હતા. દિલ્હી પોતે, મરેલી સલ્તનતનું સ્મશાન હોય તેવું લાગતું હતું. શહેરમાં કોઇ માણસ સરખું નજરે નહોતું પડતું. બાદશાહ બહાદૂરશાહ આગલી રાત્રે દિલ્હી છોડી, પોતાનો રાજમહેલ ખુલ્લો મૂકી, ચાલ્યો ગયો હતો. તેના સૈનિકોએ શહેનશાહ જવાથી હથિયાર છોડયાં હતાં. અંગ્રેજ લશ્કરે ગઢનો કબજો લીધો હતો અને ઉપરથી ગોળાઓ ફેંકી 'નવી દિલ્હી' બનાવવા માટે 'જુની દિલ્હી' જમીનદોસ્ત કરવાની ક્રિયા જોસભેર ચલાવી રહી હતી.

## બેહાલ શાહજાદો

બહાદૂરશાહના મહેલમાં કોઇ નહોતું. બહાદૂરશાહનાં સ્વજનો બહાદૂરશાહ ગયાના સમાચાર જાણી ફાવે ત્યાં નાસી ગયાં હતાં. બહાદૂરશાહની બેગમો અને બેટીઓને જંગલમાં મૂકી આવવાનો બહાદૂરશાહે જતાં પહેલાં બંદોબસ્ત કર્યો હતો. તેણે જતાં જતાં શાહજાદાઓને બોલાવી કેમ વર્તવું અને કયાં જવું તેની સૂચના આપી દીધી હતી. ત્રણ શાહજાદાઓ અતિ વ્યાકુળ ચ્હેરે પહાડગંજની તરફ જતા હતા. તેમની સામી બાજુએથી વીસ પચીશ ગોરા સવારો આવતા હતા. બન્નેએ એક બીજાને જોયા. ગોરાઓએ નાસી જતા બળવાખોરોને જોઇ, તેમની પાછળ ઘોડા દોડાવ્યા. શાહજાદાઓએ પોતાની પાછળ પલટન આવતી દેખી પોતાની બધી તાકાત એકત્ર કરી નાસવા માંડયું. શાહજાદાઓના ઘોડા પાણીપંથા હતા, એટલે તેમના અને ગોરા સવારોના ઘોડાઓ વચ્ચે અંતર ઘટવાને બદલે વધવા માંડયું. ગોરાઓએ જોયું કે જીવતા પકડવાનું જોખમ ખેડવું ઠીક નથી. તેમણે બંદુકો ટાંકી. ઘોડા ઉપર બેઠેલા યુવાનો કરતાં ઘોડાઓનું નિશાન રાખી ગોળીઓ છોડી. છુટેલી વીશ પચીશ ગોળીઓએ બે શાહજાદાઓને વીંધ્યા અને એક ઘોડીને વીંધી.

ગોરા સવારોએ પડેલા શાહજાદાઓ અને ઘોડાઓ નજીક જઇને જોયું તો બે શાહજાદાઓ મરેલા અને એક ઘવાયેલો પડયા હતા. જીવતા પડેલા શાહજાદાને તેની બેહોશ દશામાં કેદ કરવામાં આવ્યો અને તેને ઘોડા ઉપર નાંખી પલટણ છાવણી તરફ પાછી ફરી.

છાવણી પાસેની ટેકરી ઉપર જ હતી. ત્યાં ગોરી અને કાળી બન્ને પલટનો હતી. ગીરફતાર થયેલા આ પુરૂષને દેશી સિપાઇઓએ તરતજ ઓળખી કાઢયો. તે બાદશાહ બહાદૂરનો સૌથી નાનો શાહજાદો મીરજા નસીર ઉલ્મુલ્ક હતો. લશ્કરના ઉપરી વડા સાહેબને આ ખબર કરવામાં આવી. તેણે આ ફતેહ માટે આનંદ બતાવી, એ શાહજાદાને સાવધાનતાથી સાચવવા હુકમ કર્યો.

૩૬

પરાજીત બળવાખોરોએ ન્હાસભાગ આદરી હતી. વિજેતા અંગ્રેજોએ દિલ્હીનો કબજો લીધો હતો. બહાદૂરશાહ હુમાયુના મકબરામાં કેદ પકડાઇ ગયો હતો—તૈમુર વંશનો છેલ્લો દીપક ઝાંખો પ્રકાશ ફેંકી બુઝાયો હતો. તેની સ્ત્રીઓ ઓઝલ પડદા છોડી, ઉઘાડે માથે અને અધઢાંકેલ શરીરે ભીખારણો બની દિલ્હીનાં જંગલોમાં ભટકતી હતી. તેના શાહજાદાઓ તેની નજર સમક્ષ ફાંસીને લાકડે લટકતા હતા. અસ્ત પામતા સામ્રાજ્યના છેલ્લા પરિવારને તેના અંત પહેલાં વિજેતાને હાથે જે વેદનાઓ ભોગવવી પડે છે, તે બધી તૈમુરનો આ પરિવાર, બીજો કશો ઉપાય ન રહેવાથી, દીનતાપૂર્વક સહી રહ્યો હતો.

આ સ્થિતિનો વિચાર કરતો મીરજા એક દિવસ સાંજે બેઠો હતો. તેના નાના તંબુમાં એક નાના વાસણ અને એક સાદડી સિવાય કશું નહોતું. તે સાદડી ઉપર પડ્યો હતો અને એ ટેકરી ઉપરથી સૂર્યાસ્ત નીરખતો હતો. તેના દેહ ઉપર લોઢાની સાંકળો હતી. તેના નાજુક શરીરને તેનો ભાર અસહ્ય લાગતો. તેના ફરતો પઠાણનો પહેરો હતો અને એ પહેરેગીરોનો અવાજ સાંભળી, પોતે પહાડગંજની છાવણીમાં અંગ્રેજોનો કેદી છે એ સ્મરણ તેના દિલમાં સદાય જાગૃત રહેતું.

અસ્ત પામતો સૂર્ય જતાં જતાં આ કેદીને કાંઇક કહેવા માગતો હોય તેમ અદશ્ય થતાં પહેલાં બે ત્રણ વાર થંભ્યો. મીરજામાં સૂર્યલોકની ભાષા સમજવા જેટલા સંસ્કાર નહોતા. છતાં, ઘડી વાર પહેલાં તે શાહજાદો મટી દુશ્મનનો કેદી બન્યો હોવાથી—તેની જીંદગીમાં એક જબરદસ્ત ફેરફાર થયો હોવાથી—તેની લાગણીઓએ એક જબ્બર પલટો ખાધો હતો અને તે ઘણી નાજુક અને હોંશિયાર બની ગઇ હતી. કદિયે કલ્પનાની મસ્તીએ

ન ચડેલું આ નાના શાહજાદાનું મગજ આજે અનેક કલ્પના કરી રહ્યું હતું. તેની અંતરની આંખ સમક્ષ દિલ્હીનો એ બાદશાહી કિલ્લો, તેમાં તેનો આરામને માટે બોલાવતો અનેક વિલાસની સામગ્રીઓથી શણગારેલ ઓરડો, તેની નાની બ્હેન મલકા, તેનું ઉપવન અને તેની પ્રિય બંદુક, એ બધાં એક પછી એક આવી ઉભાં. તે તેમને જોઇ રહ્યો; તેઓ જતાં રહે એ બીકથી આંખને મટકું ખાવાનો પણ અવકાશ આપ્યા વિના. પાગલની પેઠે બસ જોઇ જ રહ્યો. એ છતાં એ આકૃતિઓ જતી રહેવા લાગી. તે ઝાલવા દોડયો. તેના દેહની સાંકળો અને પગની જંજીરોના દબાણથી પછડાટ ખાઈ તે નીચે પડયો. તે આકૃતિઓ અદશ્ય થઇ. તેની બીજી જ પળે તેણે તેના કાન ફાડીને અંદર પેસવા મથતી ચીસો સાંભળી. એ ચીસો અતિ પરિચિત લાગી, તેની માતા અને તેની બ્હેન એ ટેકરીની તળેટીમાં જ રૂદન કરતાં હોય એમ તેને લાગ્યું. કાળમીંઢ પત્થરના કાળજામાં પણ કરૂણા ઉપજાવે એવું તે રૂદન હતું. સ્વપ્નસ્થ મીરજા તે સાંભળી રહ્યો. પણ તેમની વ્હારે ધાવાની તેની શક્તિ ન્હોતી.

આ રીતે તેના ભૂતકાળની સ્મૃતિઓ અને ભીષણ વર્તમાનની અનેક કલ્પનામૂર્તિઓ અને કલ્પનાપ્રસંગો જોતો અર્ધજાગૃત અર્ધસ્વપ્નસ્થ દશામાં મીરજા પડયો હતો. એવામાં તેના તંબુની બારી ઉઘડી. એક પઠાણ સિપાઇ અંદર દાખલ થયો. તેણે શાહજાદાને કહ્યું :

"જનાબ ! વડા સાહેબ દિલ્હી ગયા છે. હું આપને માટે આ કુંચીઓ લાવ્યો છું. જલદી કરો. જંજીરો અને સાંકળો ઉતારી અત્યારે ને અત્યારે નાસી છુટો. જોજો, કયાંય ફસાઇ જતા નહિ, ઉતાવળ કરો."

મીરજાને આ સ્વપ્ન છે કે સાચું એ ન સમજાયું. તે બેઠો થયો. તેણે પાસે પડેલી કુંચી લીધી. જંજીરો અને સાંકળોને ઉતારી

ઉભો થયો અને એ પઠાણ સામું જોઇ રહ્યો. તેની આંખોમાં અહેશાન ભર્યો હતો. પઠાણને આટલો વિલંબ પણ ન પાલવ્યો.

"નામદાર ! જલ્દી નાસો. જુઓ, આ કેડીએ સીધા ને સીધા ચાલ્યા જજો. આ અંધારીઆમાં તમને માર્ગ નહિ સૂઝે. પણ બીજો ઉપાય નથી. સવાર સુધી ક્યાંય અટક્યા વિના ચાલ્યા જ જજો. એટલે જોખમમાંથી બચી જશો."

મીરજા આ પઠાણને ઓળખવા પ્રયત્ન કરતો સામું જ જોઇ રહ્યો હતો.

"સાહેબજાદા, વિલંબ કરવાનો આ વખત નથી. જલ્દી નાસી જ છુટો. અહીં રહેશો, તો આપને ફાંસીએ ચડવું પડશે. અહીંથી નાસી જશો, તો ક્યાંક ગુપ્ત વેશમાં પણ આપ સુખી જીન્દગી ગુજારી શકશો. હવે ફરીથી બળવો કરવાનો કે દિલ્હી મેળવવાનો વિચાર સરખો પણ કરશો નહિ. એ બની શકશે જ નહિ. બહાદૂરશાહે દિલ્હી છોડયું, તે દિવસથી આખું હિન્દુસ્તાન લાલ રંગે રંગાઇ ગયું. ખુદાની બંદગી વખતે કોઇ દિવસ યાદ કરજો કે હું આપનો અજમલ."

પઠાણે છેલ્લા શબ્દો ઘણે જ ધીમેથી કોઈ ન સાંભળે તેવી રીતે કહ્યા. તે અતિ વ્યાકુળ લાગતો હતો. મીરજાની મંદતા અને હોંશિયારીનો અભાવ જોઇ તેને અંદરથી ગુસ્સો થતો હતો.

મીરજા તો એમને એમ બેસી રહ્યો. તેને ભટકી ભટકીને જીવવા કરતાં એક જ આંચકે જીવન–દોરી તોડી નાખવાનું વધારે ઠીક લાગ્યું. ન્હાસી છુટી રોટલાના ટુકડા માગી જીંદગી પુરી કરનાર શાહજાદા કરતાં અંગ્રેજોને હાથે ફાંસીએ ચડી જીવન સમાપ્ત કરનાર શાહજાદાને ઇતિહાસમાં વધારે ગૌરવભર્યું સ્થાન મળશે, એ વિચાર તેના મગજમાં ચાલતો હતો. એટલે શું કરવું તે તે નક્કી

ન કરી શકયો. તેના મગજમાં મુંઝવણની ગડમથલ ચાલવા માંડી.

"ત્યારે બેડીઓ પાછી પ્હેરી લ્યો. એટલે હું પાછો જાઉં. તમારા આ વિલમ્બમાં હું મારૂં મોત ભાળું છું."

પઠાણ નજીક આવ્યો.

બીજી તરફથી મીરજા પણ પણ એક ડગલું આગળ વધ્યો. તેણે ન્હાસી છુટવાનો નિશ્ચય કર્યો.

પઠાણની પાસે આવી, તેનો હાથ ઝાલી તે પળવાર ઉભો રહ્યો. પછી કંઈ પણ બોલ્યા ચાલ્યા વિના, જીભેથી મનાય તેના કરતાં અનેક ગણો અહેશાન આંખોથી માની તે ચાલી નીકળ્યો.

બધું શાન્ત હતું. રાત્રિના નવેક વાગ્યા હતા. મીરજા પઠાણે બતાવેલી કેડીએ ઉતાવળે પગલે ચાલ્યો જતો હતો. વખતે વખતે પાછું વાળી જોતો હતો, તો પહાડગંજની છાવણી ઉપર દીવાઓ ઝગમગતા દેખાતા હતા. અન્તે તે પણ દેખાતા બંધ થયા.

૮ §

દિલ્હીના છેલ્લા બાદશાહનો આ સૌથી લાડકવાયો બેટો અંધકારને ભેદતો એકલો ચાલ્યો જતો હતો. પૃથ્વી ઉપર કદિયે ઉઘાડો પગ ન મૂકનાર આ મીરજાના પગમાંથી દરેક પગલે ચેતન ચાલ્યું જતું હતું. અંધારી રાત્રિની ગાઢ ભીષણ શાન્તિમાં અશાન્ત એક આ શાહજાદો જ લાગતો. તેના મનમાં અનેક વિચારો આવી રહ્યા હતા. તેનું હૃદય ન કલ્પી શકાય એટલી ઝડપથી અને ન માની શકાય એટલા અવાજથી ધબકતું હતું. તે પકડાઇ જવાની ભીતિથી ધ્રુજતો હતો. તેના કાનમાં જાણે પાછળ દોડયા આવતા ઘોડાઓની ખરીઓ વાગતી હતી, અને તેની દિશામાં દોડતી આવતી

બંદુકની ગોળીઓ સંભળાતી હતી. તેનો વેગ, વધતી જતી અશક્તિ અને ન છુટતી દહેશતને કારણે ધીમે ધીમે ઘટતો જતો હતો. છતાં તે યંત્રની માફક ચાલ્યો જતો હતો.

વખતે વખતે, આસપાસનાં ખેતરોના કુતરાઓ અને જંગલી શિયાળોનો, અંધારી રાત્રિમાં અતિશય ભયંકર લાગતો અવાજ સાંભળી આ રાજકુમાર થંભી જતો. "હું કયાં જાઉં છું ?" એ વિચાર તેના મનમાં વિજળીની ઝડપથી પેસતો, પણ તેનો કશો ઉત્તર મળી શકતો નહિ અંગ્રેજ લશ્કરને થાપ આપી સફળતાપૂર્વક ન્હાસી છુટવું શકય છે એમ માનવું એ તેને મુર્ખાઇ લાગી. દિલ્હીની આસપાસ કેટલા યે માઇલના વિસ્તારમાં પથરાએલું એ ગોરૂં લશ્કર અને તેને થાપ આપી છટકવા માટે જોઇતા ઓછામાં ઓછા ત્રણ દિવસ—એની તેણે ગણતરી કરી. અંતે જેમાં જીતવા કરતાં હારવાનો વધારે સંભવ છે એવું તેને આ સાહસ લાગ્યું. અને હારે તો ? તો ફાંસીએ ચઢી એક ઘાએ મૃત્યુ મેળવવાને બદલે, રીબાઇ રીબાઇને મરવાનું. તેની આંખમાં ઝમઝમાં આવ્યાં. તેને માર્ગ સુઝતો બંધ થયો. બે હાથે માથું દબાવી તે નીચે બેસી ગયો.

મીરઝાએ પાછા ફરવાનો વિચાર કર્યો. તેણે પહાડગંજની દિશામાં નજર નાંખી. નજર પચીસેક વારથી આગળ ન ચાલી. રાક્ષસો જેવાં કદાવર બે ત્રણ કાળાં ઝાડ સિવાય તેને કલ્પના ન આવી શકી. છતાં તેને સમજાયું કે પાછું પોતાના તંબુમાં પહોંચવું અને પોતે ન્હાસ્યો છે એ ન કળાવા દેવું એ પણ અશકય છે. બન્ને બાજુએ તેને યમરાજ દેખાયા. આરામપ્રિય સ્વભાવને પરિણામે જે મનોદશા જન્મે છે, તેમાં જ આવી—આવા જીવનમરણના પ્રસંગે પણ—ઓછી તકલીફ અને વધારે સગવડની ગણતરી સુજે છે. મીરઝાને આ સ્વભાવ વારસામાં મળ્યો હતો. પણ અત્યારે એ સ્વભાવના મૂળમાં પ્રહાર પડયો. ઘડીભરને માટે એ અદૃશ્ય થયો.

મીરજાને, સાહસ કર્યા સિવાય બીજો ઉપાય નથી એમ સ્પષ્ટ દેખાયું. તેણે જીવ હાથમાં લીધો. તેની નસેનસમાં આવેશ ભરાયો. તેના પગમાં નવું જોર આવ્યું. કોઇએ ઉપરથી ઉંચક્યો હોય, એવી રીતે તે ઉભો થયો–ઉંચકાયો, અને મુઠીઓ વાળી અજમલે બતાવેલી કેડીએ દોડયો.

રાત્રિ લગભગ અર્ધી ચાલી ગઇ હતી. મીરજા આવેશમાં ને આવેશમાં દોડયો જતો હતો. તેના પગ છોલાઇ ગયા હતા. તેમાંથી લોહીની ધારાઓ ચાલી જતી હતી. પણ તેની તેને ખબર પડી નહિ. તે બેએક કલાક સુધી આમ દોડયો. એવામાં ખળખળ વહેતા એક નાના ઝરાનો સંગીતમય અવાજ તેને કાને આવ્યો. તે ત્યાં સુધી પહોંચ્યો, અને તેને કાંઠે ઢગલો થઇ પડયો. તેના શરીરમાંથી આવેશ ચાલ્યો ગયો. વેળુના સુંદર બિછાના ઉપર, જલ–વાદ્યના અલૌકિક સંગીતના આલ્હાદમાં, તે પોઢી ગયો. મીરજાના આખી રાતના આવેશમય પ્રવાસમાં તેની સાથે, તેના સાથી રૂપે ફક્ત તારાઓ જ દોડેલા, અને જ્યારે તેને માર્ગ ન સુઝતો ત્યારે પોતાના આછા પ્રકાશથી પણ તેમણે જ તે બતાવેલો. હવે એ દુઃખી આત્માને શાન્તિપૂર્વક સૂતેલો જોઇ, તેના ઉપર છેલ્લી કરૂણાપૂર્ણ દૃષ્ટિ ફેંકી, તેઓ એક પછી એક પોતાના આવાસ તરફ ચાલ્યા ગયા. મીરજા, પરોઢિયાના ઉન્માદક પવનમાં, ચેનભરી નિદ્રામાં પડયો.

પ્રભાત પડયું, અને ભગવાન સૂર્યદેવે જગતને દર્શન દીધાં, ત્યારે મીરજા ઉંઘતો હતો. તે ચત્તો સૂતો હતો. બાલસૂર્યનાં પ્રકાશ–કિરણો તેના પોપચાં ઉપર પથરાયાં. મીરજાની ઉંઘ જવા લાગી. તે સળવળ્યો. તેણે અર્ધી આંખ ઉઘાડી આસપાસ નજર ફેરવી. પણ ઉઠવાનું ન ગમ્યું. પડખું ફેરવી તે ફરી વાર સૂઇ ગયો. પણ તેને ઉંઘ ન આવી. તેનું વ્યાકુળ મગજ ફરી વિચારે ચડયું. તે ન્હાસી છુટેલો કેદી છે એ તેને યાદ આવ્યું. ને ઉભો થયો અને પાણીમાં ઉતરી મ્હોં ધોઇ તેણે સ્વસ્થતા મેળવી.

મીરજાને આખી રાત ચાલવાથી ખુબ થાક લાગ્યો હતો અને ભૂખ પણ કકડીને લાગી હતી. પણ તેની પાસે ખાવાનું તો ન્હોતું જ; અને આસપાસ બાવળ અને ખેરનાં વૃક્ષો હતાં. તેની ભૂખ કોઇ વાડી કે ઉપવનમાં ગયા સિવાય કે કોઇ ગામમાં પ્રવેશ્યા સિવાય સંતોષાવી અશકય હતી. એટલે માર્ગ શોધવા તે એક ઝાડ ઉપર ચડયો અને ચોપાસ દ્રષ્ટિ નાંખી. થોડેક દૂર તેને ગાયોનું એક ધણ અને કેટલાક ગોવાળીયા દેખાયા. તે તેમની દિશામાં ચાલ્યો.

૫ §

મીરજા એ ગોવાળોની પાસે ગયો; અને કોઇ ભૂલો પડેલો મુસાફર પૂછે, તેમ બધી હકિકત પૂછી લીધી. મીરજાને શાહજાદા તરીકે આ ગોવાળોએ કદિ નહિ જોયેલો, તેમજ મીરજાના મ્હોં ઉપર આજે એ શાહી નૂર પણ નહોતું; એટલે આ ગોપજનોને કશો અંદેશો પણ ન આવ્યો. કોઇ મુસાફરની સાથે જે બેપરવાઇથી વાત કરે, તે જ બેપરવાઇથી તેમણે આ શાહજાદાને ગામનો માર્ગ બતાવી દીધો.

મીરજાને આ ઠીક લાગ્યું. ગામ માઇલેક દૂર હતું. એટલે તે પોતાની જાતને છુપાવતો-છુપાવવાનો પ્રયત્ન કરતો તે તરફ ચાલ્યો. માર્ગમાં કશો સંચાર સાંભળી તે સાવધ બનતો. આખી રાતની મુસાફરીનો થાક, એ આવેશનો પ્રત્યાઘાત અને ક્ષુધાની વ્યથાએ તેના પગને એટલા નિર્બળ બનાવી દીધેલા કે તે ઘસડાતો ચાલતો લાગતો. આ ઉપરાંત, કોઇ તેને વર્તી કાઢશે એ બીક તેના મનમાંથી ખસતી નહોતી.

તેણે ગામમાં પ્રવેશ કર્યો, ત્યારે સૂર્ય બરાબર માથે આવ્યો હતો. ગામ નાનું, પણ રસ્તાઓ સીધા લાગ્યા. તે સ્વસ્થતાપૂર્વક આગળ ચાલવા લાગ્યો. માર્ગમાં તેને એક પણ માણસ સામું ન મળ્યું. એથી એ પોતાને ધન્યભાગ્ય માનવા લાગ્યો.

આ રીતે તે ચાલ્યો જતો હતો, એવામાં તેને કોલાહલ સંભળાયો. તેના કાન ચમક્યા. તેનો પગ પાછો પડયો. પણ તોયે તે હિમ્મત કરી આગળ ચાલ્યો. તે ચોકમાં પહોંચ્યો. સ્વપ્ને યે જેનો ખ્યાલ નહિ હોય એવો બનાવ તેની આંખો સામે ધર્યો. ગમે તેવો મજબુત માણસ મૂર્ચ્છા ખાઇ નીચે પડે એવો એ બનાવ હતો. છતાં યે, કોણ જાણે કેમ, આ શાહજાદો સ્થિર રહ્યો. તે ફાટેલી આંખે એ દશ્ય જોઇ રહ્યો.

માણસોની ઠઠ્ઠ જામી હતી, વચમાં એક ઓટલા જેવું હતું. તેના ઉપર એક બાળા બેઠી હતી. તેના વાળ છુટ્ટા હતા. તેની આંખોમાંથી આંસુની ધારા ચાલી જતી હતી. તે ચીસો પાડતી હતી, અને તે જોઇ ગામના ગામડીઆઓ હસતા હતા.

મીરજાએ આ જોયું. ચીસો પાડતી એ બાલિકાને તેણે ઓળખી. તે તેની બેન મલકા હતી. પોતાની બેનને–એ શાહજાદીને આમ પરવશ દશામાં પોકારતી જોઇ મીરજાની આંખમાં ખૂન ભરાયું. તે પોતાની સ્થિતિ ભૂલ્યો અને એ ટોળાની વચ્ચે દોડયો.

ભિખારી હાલના એ માણસને દોડચો આવતો લોકોએ જોયો, પણ પ્રથમ તો ન જોયો કર્યો. જ્યારે એ ધક્કા મુક્કીઓ મારતો પોતાનો માર્ગ કરી બાળાની સમીપ આવ્યો, ત્યારે સૌએ તેના ઉપર નજર ઠેરવી. મલકા પણ આ નવા આવનારને નીરખી રહી. તેને મીરજા દેખાયો, પણ મને માનવા ના પાડી. મલકા ફરી વાર સ્થિર દૃષ્ટિએ જોઇ રહી અને તેના મ્હોંમાંથી ચીસ છુટીઃ ' ઓ ભાઇ !'

' ઓ બ્હેન ' કહી મીરજા દોડયો અને તેને બાથમાં લઇ લીધી. તે તેની બ્હેન સામું કેટલીયે વાર સુધી જોઈ રહ્યો. બન્નેની આંખોએ એક બીજાને કેટલાય પ્રશ્નો પૂછી નાંખ્યા અને કેટલાય ઉત્તરો આપી દીધા.

ગામલોકો આ બધું જોઇ ખુબ આશ્ચર્ય પામ્યા. પહેલાં તો તેમને કશું ન સમજાયું. તેઓ મલકાને બાદશાહની બેટી તરીકે પિછાનતા હતા, પણ મીરજાને નહોતા પિછાનતા. તેમને. બહાદૂરશાહ અંગ્રેજ સરકારનો કેદી બન્યો છે, અને તેનું રાજકુટુંબ દિલ્હીની બજારમાં ભિખારી બન્યું છે એ ખબર હતી. અંતે તેમણે વાત ગોઠવી અને ભિખારી જેવો લાગતો એ જુવાન શાહજાદો હશે એમ અનુમાન બાધ્યું.

બહાદુરશાહની આજ્ઞા મુજબ બાદશાહી જનાનાને રથમાં બેસાડી જંગલમાં છોડી દેવામાં આવ્યો હતો. મલકા તેની મા બીબી અમ્માજાન સાથે હતી. તેઓ જંગલમાં રઝળતાં હતાં. એવામાં આ ગામના લોકોએ મલકાને જોઇ તેને ઓળખી અને ગોરા લશ્કરને સોંપવાના ઇરાદાથી તેને પોતાને ગામ ઉઠાવી લાવ્યા. મલકાની મા અમ્માજાનને બીજા ગામવાળા આજ ઉદ્દેશથી ઉપાડી ગયા હતા.

મલકા તોફાની સ્વભાવની હતી. તેની ઉમ્મર તેર વર્ષની હતી, પણ તેર વર્ષની બાળામાં જે સમજશક્તિ અને જે સમયસૂચકતા હોય તે તેનામાં ન્હોતાં. તે હજી પોતાને શાહજાદી સમજતી અને આ ગામડીઆઓ સાથે શાહજાદીના રૂઆબથી વાતો કરતી. તે ગામડીઆઓનું કહ્યું ન માનતી અને તેમનાથી આડી ચાલતી. આથી ગામડીઆઓએ ચીડાઇને તેને ખુબ મારી હતી. મલકાના કાનમાંથી લોહી ચાલ્યું જતું હતું અને ચીસો પાડતી તે ઓટલા ઉપર ચડી બેઠી હતી. તેની ચીસોએ નવરા ગામલોકોને આ વગર પૈસાનું નાટક જોવા એકઠા કર્યા હતા. મોગલ સલ્તનતનો સૂર્ય હજી છેલ્લો પ્રકાશ નાખતો ઉભો હતો, ત્યાંજ તેની શાહજાદી તરફ આ ગામડીઆઓ આટલી બેઅદબીપૂર્વક વર્તી રહ્યા હતા. ઘડી પહેલાં જ્યાં બહાદૂરશાહની આણ ફરતી, ત્યાં તેની બેટીની સાથે એક લોંડીના જેવો વર્તાવ રાખવામાં

આવે, એમાં ઇતિહાસસંશોધકોને, મોગલોના અંતિમ દિવસોમાં તેમના પ્રત્યે તેમની પ્રજામાં કેટલો ઉગ્ર અભક્તિભાવ વ્યાપેલો હતો એ સમજવાની સુંદર વસ્તુ હાથ લાગશે.

મીરજા મલકાને બાથમાં રાખી ચોતરફ દૃષ્ટિ ફેંકતો ઉભો હતો. તે હવે છતો થઇ ગયો હતો, એટલે તેની દૃષ્ટિમાં પણ દયાની યાચના હતી. ગામલોકો તેને અને તેની બ્હેનને થોડો સમય ક્યાંય છુપાવી રાખે એવી તેની આંખમાં અભ્યર્થના લખી હતી. મીરજા એ મોઢેથી ન માંગી શક્યો.

અંતે એ ટોળાની એક બાજુએથી અવાજ આવ્યો :

"ચાલો એ લોંડીને આજે તો પૂરી રાખો, કાલે એને સીધી કરીશું." એ અવાજ ગામના કોટવાલનો હતો.

મીરજાથી હવે ન રહેવાયું. એ 'લોંડી' શબ્દનું તીર તેની છાતીની આરપાર ચાલ્યું ગયું. ગમ ખાઇને પલ વાર એ ઉભો રહ્યો, અને રડવા જેવો થઇ ગયો: તેનાથી બોલાય જવાયું :

"બાપુ ! અમને દુઃખિયાને શા માટે દુભવો છો ? અત્યારે તો અમારા ઉપર દુઃખનું આકાશ ફાટયું છે. અમારી દયા યે નથી આવતી ?"

"દયા કેવી ? એને અમે હેઠ...થી લઇ આવ્યા અને હવે તે તોફાન કરે છે. હવે તો અમે એને મારી મારીને સીધી કરશું ! છોડાવવી હોય તો પૈસા આપતો જા."

"પૈસા ક્યાંથી આપું ? આજે તો હું ભિખારી છું. હજી અન્ન પણ પામ્યો નથી. હજી તો મારે તમારી પાસે રોટલાની ભીખ માગવાની છે. એવી સ્થિતિમાં હું પૈસા ક્યાંથી આપું ? પૈસા તો પ્રભુ આપશે."

"ના, ના, પૈસા તો ગોરા સા'બ આપશે. અમે તો આ છોકરી એને સોંપી દઇશું. અમારો ખોબો ભરાઇ જશે?"

"હા, ભાઇ!" મીરજાની આંખમાં આંસુ હતાં. "અત્યારે પૈસા તો ગોરાઓ જ આપશે. બે દિવસ પહેલાં હું દિલ્હીનો શાહજાદો હતો, કાલે સાંજે તેમનો કેદી હતો, અને આજે તમારો ભિખારી—તમારો માંગણ છું. ખુદાએ અમારો દિવસ ફેરવી નાંખ્યો."

મીરજાની આ દીનતાની દીન ગામડીઆઓ ઉપર બહુ અસર ન થઇ. માણસોની મેદની ધીમે ધીમે ઘટી હતી. જેટલા હતા, તેમાંથી કેટલાક રસપૂર્વક આ વાતો સાંભળતા હતા અને કેટલાક બેધ્યાન ઉભા હતા.

આ સંવાદ ચાલતો હતો, ત્યાં સામેથી એક લશ્કરી ટુકડી આવતી દેખાઇ. ટોપીવાળા ગોરાઓ દેખી ગામડીઆઓ નાસવા લાગ્યા. મીરજા પણ આમતેમ માર્ગ શોધવા લાગ્યો, પણ તે કશું કરી શકે તે પહેલાં એ ટુકડી તેને ઘેરી વળી અને એણે શાહજાદો, શાહજાદી અને ચાર મુખ્ય ગામેતીઓને ગીરફતાર કર્યા.

૬

બળવાનો અગ્નિ ઓલવાઇ ગયો હતો. માત્ર કેટલેક સ્થળે તેના છુટાછવાયા તણખા ઝરતા હતા. તેને ઓલવવાના ઇરાદાથી અને નવી સ્થપાયેલી સત્તાનો પ્રતાપ પાથરવાના આશયથી દિલ્હીના ચાંદની ચોકમાં ફાંસીઓ ઉભી કરવામાં આવી હતી. કેદ થયેલા બળવાખોરોને એક પછી એક એ ફાંસી સન્મુખ લાવવામાં આવતા. અંગ્રેજી કાયદા મુજબ તેમના સામેના આરોપ જાહેર કરવામાં આવતા અને એક લશ્કરી અમલદાર કશું સાંભળ્યા વિના તેમને ફાંસીની સજા ફરમાવતો. આવી રીતે સજા પામીને અનેક બળવાખોરો ફાંસીએ ચડયા અને યમરાજના દરબારમાં પહોંચ્યા.

આ ક્રિયા બરાબર એક માસ થયાં ચાલુ હતી. દરરોજ સવારમાં એ ચાંદની ચોકમાં આખું દિલ્હી એકઠું થતું અને અંગ્રેજ સત્તાનો પ્રભાવ પિછાની પાછું ફરતું. એક દિવસ શાહજાદા મીરજા અને શાહજાદી મલકાનો વારો આવ્યો. એ બન્નેને સેનાપતિ સન્મુખ ખડાં કરવામાં આવ્યાં. આરોપ રાજદ્રોહનો હતો. તેને માટે સજા પણ ફાંસીની જ હતી.

લશ્કરી અમલદારે સજા ફરમાવતાં પહેલાં આ બન્ને બાળકો સામે જોયું. તેમની નાની ઉમ્મર અને તેમનું દુશ્મનના દિલમાં પણ કરૂણા ઉપજાવે તેવું દયામણું નિર્દોષ વદન તેણે જોયાં. લશ્કરી તાલીમે શુષ્ક બનાવી મૂકેલા એ હૃદયમાં પણ દયાની સેરો ફૂટી. તે બધું ભૂલી તેમના સામું જોઇ રહ્યો, અને આ બાળકોને બચાવવા માર્ગ શોધવા લાગ્યો. અંતે તેણે એ બન્નેને નાની ઉમ્મરને કારણે છોડી મૂક્યાં.

મીરજા અને મલકા આ અમલદારને અંતરથી દુવા દેતાં નીકળ્યાં. તેમને ક્યાં જવું એ સૂઝતું નહોતું. તેઓ દિલ્હીના દૂર્ગની બહાર ગયાં, અને ત્યાં થોડો વખત વિશ્રાંતિ લેવા અને ક્યાં જવું તેનો વિચાર કરવા બેઠા. એવામાં એક સિપાઈ આવ્યો અને એ બન્નેને પાછાં સાહેબ પાસે આવવા કહ્યું.

મીરજા આ સાંભળી સજ્જડ બની ગયો. તેને થયું કે સાહેબે અમને જીવતાં ન રાખવાનું ઠરાવ્યું લાગે છે, અમને ફાંસી મળવાની છે. મલકાના મનમાં પણ આજ વિચાર આવ્યો. ભાઇ બ્હેને એક બીજા સામે જોયું, અને એ સિપાઇ સાથે સાહેબ પાસે પાછાં જવા નક્કી કર્યું.

તેઓ સાહેબ પાસે પહોંચ્યાં, ત્યારે સાહેબ લશ્કરી અદાલતમાં બેસી ફાંસીની આજ્ઞાઓ ન્હોતો આપતો. તેના મ્હોં ઉપર યમરાજની ભીષણતા ન્હોતી. તે પોતાના નાના બંગલાના એક ઓરડામાં

બેઠો હતો. તેના ઉપર પિતાની પ્રેમાળતા ઝળહળતી હતી. સિપાઈએ બન્નેને સાહેબ પાસે રજુ કર્યાં.

સાહેબે બન્નેને પોતાને ત્યાં રાખ્યાં. મીરજા અને મલકા આ ઉમરાવ અંગ્રેજને ઘેર બે વર્ષ સુધી રહ્યા. તે પછી સાહેબને વિલાયત જવાનું થયું. તેને આ બાળકોની ચિન્તા થઇ, અને પોતાના એક મિત્રને સોંપી તે વિલાયત ગયો.

બીજા સાહેબને ત્યાં મીરજા ગૃહકારભારીનું કામ કરતો: અને મલકા દાસીનું કામ કરતી. ત્યાં પણ તેમણે બે ત્રણ વર્ષ કાઢયાં. તે દરમ્યાન મલકા ક્ષયરોગથી મરણ પામી અને મીરજાને અંગ્રેજ સરકાર તરફથી માસિક પાંચ રૂપિયાનું પેન્શન મળ્યું, મીરજાએ સાહેબની નોકરી છોડી, અને તે સ્વેચ્છાપૂર્વક ભટકવા લાગ્યો.

૭ §

એક કરૂણ દશ્યને હજી કેટલાય દિલ્હીવાસીઓ વખતે વખતે સંભારે છે: ૧૯૧૧નું વર્ષ: દિલ્હીની બજારમાં, એ ચાંદની ચોકમાં અને એ બાદશાહી કિલ્લા પાસે એક વૃદ્ધ ભિખારી ભટકતો હતો. તેના મ્હોં ઉપર દુનિયાની દરિદ્રતાએ અને દર્દોએ વાસ કર્યો હતો. ને અતિ પીળો અને ક્ષીણકાય લાગતો. તેની આસપાસ દુર્ગંધનું વાતાવરણ વર્તતું. તેને જોનારને પોતાની નજર બીજી તરફ ફેરવી જવાની ફરજ પડે એવાં તત્ત્વો તેની આસપાસ ફરતાં. તે અપંગ હતો. તેના બન્ને પગો ઘુંટણથી ભાંગી ગયા હતા. એટલે બન્ને હાથે પાંવડીઓ બાંધી ઘુંટણ ઘસડતો તે બજારમાં ફરતો હતો. તેના ગળામાં એક ઝોળી બાંધી હતી. માર્ગે જનારા લોકો તેમાં પઇ પૈસો કે કંઇ ખાવાનું નાંખતા અને તે ભિખારી તેમના અહેશાન ગાતો. તે દિલ્હીના બાદશાહનો સૌથી નાનો બેટો મીરજા હતો.

મીરજાને નોકરી છોડયા પછી અનેક વ્યસનો વળગ્યાં હતાં. જુવાનીમાં તેણે અનેક ન કરવાનાં કામો કર્યાં હતાં, અને તેમાં પોતાની માસિક પાંચ રૂપિયાની આવક ખર્ચવા ઉપરાંત બીજું ખુબ દેવું કરી તે ખુવાર થયો હતો. તેણે તેનું પેન્શન દેવા પેટે કોઈકને માંડી આપ્યું હતું. હવે તેને ભીખમાંથી થતી આવક સિવાય કશી આવક નહોતી, કે નહોતી કશી મિલકત. તેને દિલ્હીનાં ઘણાં માણસો ઓળખતાં અને તેની આ પામર દશા દેખી દયા ખાતાં તેને કંઈક આપતાં. મોગલ સમ્રાટનો પુત્ર તેની વૃદ્ધાવસ્થામાં એક કંગાલમાં કંગાલ ભીખારીની દશા અનુભવી, દિલ્હીના લોકોની દયા ઉપર જીવતો.

અત્યારે તો મીરજા આ પૃથ્વી ઉપર નથી; પણ તેની છેલ્લી અપંગ, અનાથ, ભિક્ષુક દશા નજરે જોનારા હજી કેટલાય માણસો દિલ્હીમાં હૈયાત છે.



# અનાથ રાજકુમાર

## ૧ §

લાલ કિલ્લાના પાછળના ભાગમાં એક નાનો પણ અતિ સુંદર મહેલ હતો. બાદશાહી કુટુમ્બના નિવાસ–સ્થાન તરીકે આ કિલ્લો મોગલ સલ્તનતના પ્રારંભ કાળથી વપરાતો હોવાથી, તેમાં અનેક મહાલયો અને અનેક મહેલો હતા. એ બધામાં આ મહેલ રૂપવંતી સુંદરી સમો શોભતો. તે વિલાસ અને વૈભવની સામગ્રીઓથી બાદશાહના રાજમહેલ જેટલો જ સમૃદ્ધ હતો. તેમાં બહાદૂરશાહના પિતરાઈ સરદાર મીરજા નવરોઝ હૈદરઅલી રહેતા.

હૈદરઅલીને બાદશાહી ખજાનામાંથી સારૂં વેતન મળતું. આ ઉપરાંત તેમને સમ્રાટ શાહઆલમના સમયમાં અઢળક દ્રવ્ય મળેલું. એટલે તે બિલકુલ સંકોચ વિના, બાદશાહી રીતે રહેતા અને ખુબ સુખી જીવન ગાળતા. તેમને માહઆલમ નામનો એકનો એક પુત્ર હતો. બળવા સમયે માહઆલમની ઉમર માત્ર અગીઆર વર્ષની હતી.

જ્યારે બળવાખોરો હાર્યા અને દિલ્હીનું રાજકુટુમ્બ અને દિલ્હીના પ્રજાજનો દિલ્હી છોડી ન્હાસભાગ કરવા લાગ્યા, ત્યારે

માહઆલમની માતા પથારીવશ હતી. માહઆલમ અને તેના પિતા હૈદરઅલી તેની સારવારમાં હતા. તેમની આ ગૃહ-ચિંતાથી તેમને બહારની દુનિયા સાથે ખુબ અંતર પડી ગયું હતું. બળવાખોરો હાર્યા છે અને અંગ્રેજોએ દિલ્હીનો કબજો લીધો છે, એની તેમને કશી ખબર પણ ન્હોતી.

જે રાત્રે અંગ્રેજ સૈન્યે દિલ્હીના દરવાજા તોડી અંદર પ્રવેશ કર્યો, તે રાત્રે માહઆલમની માતાની માંદગી અતિ ગંભીર હતી. તે સાવ બેહોશ દશામાં બિછાને પડી હતી. તેની છેલ્લી પળો ગણાતી હતી. માહઆલમ તેની મરતી માતાને માથે હાથ ફેરવતો ઓશીકે બેઠો હતો અને હૈદરઅલી કોઇ તબીબને બોલાવવા શહેરમાં ગયો હતો.

વિજયના ઉન્માદભર અંગ્રેજ લશ્કર ચાલ્યું આવતું હતું. તેનો અવાજ સાંભળી લોકો પૃથ્વીના પેટમાં સમાવા છુપી રીતે દોડાદોડી કરી રહ્યા હતા. એવે સમયે હૈદરઅલીને તબીબ કયાંથી મળે? તે દિલ્હીના રાજમાર્ગ ઉપર આવ્યો; આસપાસ બધે નજર નાંખી; પણ તેને કોઇ માણસ ન દેખાયું. તે ઉતરી ગયેલે મ્હોંએ પાછો ફરતો હતો, એવામાં તેને કાને લશ્કરી વાદ્યનો અવાજ અથડાયો; તે થડકીને થંભી ગયો. તેણે પાસેની શેરીમાં કેટલાક માણસોને દોડતા જોયા. તે તે શેરી તરફ વળ્યો. તપાસ કરતાં તેને જણાયું કે અંગ્રેજ લશ્કરે દિલ્હીનો કબજો લીધો છે, અને તે લાલ કિલ્લાનો કબજો લેવા જાય છે.

હૈદરઅલીને આ સમાચાર વિજળીના કડાકા જેવા લાગ્યા. તેને બળવાનો આવો અને આટલો વ્હેલો અંત આવશે એવી કલ્પના યે ન્હોતી. તબીબને શોધવાનું છોડી તે ઝપાટાબંધ પાછો ફર્યો અને ટુંકે માર્ગે થઈ પાછળને બારણેથી લાલ કિલ્લામાં પહોંચ્યો.

## બુઝાતો દીપક

હૈદરઅલીએ લથડતે પગલે પોતાની પત્નીના ઓરડામાં પ્રવેશ કર્યો. પ્રવેશ કરતાં જ તેણે સામે પથારી ઉપર નજર નાંખી. પથારીમાં તેની સ્ત્રી એવી ને એવી અચેતન દશામાં પડી હતી અને પાસે માહઆલમની આંખોમાંથી આંસુની ધારાઓ ચાલી જતી હતી. હૈદરઅલીને આવતો જોઇ માહઆલમે માથું ઉંચું કર્યું અને પોતાની માતાની સ્થિતિની વાત કરી. તેમના એ મહેલમાં એ સમયે બાપ, દિકરો અને પથારી પર પડેલી મા સિવાય કોઇ નહોતું.

હૈદરઅલી પથારી પાસે ગયો અને ઓશીકે બેઠો. તેણે પોતાની પ્રિયતમાનું માથુ ધીમેથી ઉંચક્યું અને પોતાના ખોળામાં લીધું. તે તેના મ્હોં ઉપર હાથ ફેરવવા લાગ્યો. તેની આંખો એ હળેલ લોચનવાળા અને ફીક્કાશને લીધે વધારે મનોહર લાગતા પોતાની અર્ધાંગનાના ચ્હેરા ઉપર ચોંટી રહી. આ સ્થિતિમાં તે થોડી વાર સુધી બેસી રહ્યો. એવામાં તેની પત્નીની આંખો એકાએક ઉઘડી. બન્ને એક બીજા સામું સ્થિરતાપૂર્વક જોઇ રહ્યાં. અંદરથી સખ્ત આંચકો વાગ્યો હોય તેમ તે આંખો પાછી એકાએક મિંચાઇ—અને તે પાછી કદી ઉઘડી જ નહિ.

પોતાની પત્નીના પ્રાણ ચાલ્યા ગયા છે તેની તેને ક્યાંય સુધી ખબર પડી નહિ. તે તેના મ્હોં સામું જોતો ક્યાંય સુધી બેસી રહ્યો. અંતે તેણે તેનો હાથ હાથમાં લીધો, તેની છાતી ઉપર કાન માંડ્યા, ત્યારે તેને ભાન આવ્યું કે પ્રિયા તો ચાલી ગઇ.

માહઆલમને પણ પોતાની માતા મૃત્યુ પામી એ સમજાયું. તેણે 'ઓ મા!'—એમ ચીસ પાડી અને તે મોટે સાદે રોવા લાગ્યો. હૈદરઅલી અત્યાર સુધી સ્તબ્ધ બેઠો હતો. તેણે પણ પુત્રની સાથે રોવા માંડ્યું. લાલ કિલ્લામાં તેમને શાન્ત રાખનાર અત્યારે કોઇ નહોતું. આસપાસના પત્થરોને આંખો અને

મ્હોઢું હોત, તો તે પણ આ પિતાપુત્રની સાથે સાદ પુરાવી આંસુ વહાવત—એવો કરૂણ તે પ્રસંગ હતો.

ક્યાંય સુધી પિતાપુત્રે આમ રડયા કર્યું. હૈદરઅલી કે માહઆલમ બેમાંથી કોઇને શું કરવું તે સુઝયું નહીં. આખી જીન્દગીમાં આવો પ્રસંગ તેમણે કદિ જોયો નહોતો. મુસલમાનો રીત મુજબ કફનવિધિ કે દફનક્રિયા કેમ કરાય તે તેમને આવડતું નહોતું. તેમની બન્ને દાસીઓ બહાર ચાલી ગઇ હતી. દિલ્હીમાં લુંટ ચાલતી હતી અને માણસો માથાં વિનાના બની ન્હાસતા હતા. એટલે કફનનો સામાન બજારમાંથી મળે તેમ નહોતું. માગ્યાં મૂલ આપતાં, અંતિમ ક્રિયા કરવા માટે કોઇ સૈયદ પણ મળવો મુશ્કેલ હતો. પિતાપુત્ર આ સ્થિતિનો વિચાર કરતાં, અગમ્ય વિધિને અંતરની વંદના દેતા મુડદાની પાસે બેઠા હતા.

આમને આમ બે ત્રણ કલાક ચાલ્યા ગયા. એટલામાં અંગ્રેજી લશ્કર લાલ કિલ્લામાં પેઠું એવા ભણકાર તેને કાને આવ્યા. પોતાની પ્રિયતમાને આમ મૂકી ન્હાસવું પડશે એવો તેને ખ્યાલ આવ્યો. તેનાથી એ ન સંખાયું. તે એકદમ ઉભો થયો. તેણે, જેમ આવડે તેમ પોતાની પત્નીની છેલ્લી ક્રિયાઓ સત્વર કરી નાખવાનો નિશ્ચય કર્યો.

લાસને તેણે જમીન ઉપર લીધી, અને ૧૦૮ લોટા પાણી રેડી ૧૦૮ વખત સ્નાન કરાવ્યું. કફન કયાંથી લાવવું? તેણે પાસેના પલંગ પર નજર નાંખી. તેના ઉપર બે ઉજળી ચાદરો પડી હતી. તેણે તે ઉપાડી લીધી અને લાસને તેમાં લપેટી લીધી. કફનવિધિ તો થઈ. હવે દફન કયાં કરવું? બહાર લઇ જવાનો સમય નહોતો અને સમય હોય તો પણ તેમ કરવું અશક્ય હતું. તે પાસેના ઓરડામાં ગયો, અને એકલે હાથે તેના ખુણાનાં પાટીઆં તોડી એક ભોંયરા જેવો ભાગ ખુલ્લો કર્યો અને અંદર

પોતાની પ્રિયા માટે આરામગાહ રચી. આ બધો સમય માહ-આલમ પથારી ઉપર બેઠો બેઠો ઝુરતો હતો.

હૈદરઅલી પોતાની પત્નીને લેવા પાછો ગયો. તેને ઉચકતાં પહેલાં તે ઘડી વાર તેના સામું જોઇ રહ્યો. તેનું હૈયું હાથ ન રહ્યું. તેના અંતરમાંથી ચીસ છુટી પડી. તે ફરી વાર મોટે સાદે રોવા લાગ્યો.

## ૨૬

આમ રૂદન કરતો તે ઉભો હતો. એવામાં તેના દિવાન-ખાનાનું બારણું તૂટયું હોય એવો અવાજ આવ્યો.

હૈદરઅલીનું રૂદન રૂંધાઇ ગયું. તે સ્તબ્ધ બની ગયો. લાલ કિલ્લો તુટયો, અને અંગ્રેજ લશ્કર આવી પહોંચ્યું એ ખ્યાલ ઝપાટાબંધ તેના મગજમાંથી પસાર થઇ ગયો. આવા કસોટીના પ્રસંગોએ તેની બુદ્ધિ વધારે ધારદાર બનતી. સામાન્ય પ્રસંગોમાં તેનો લહેરી સ્વભાવ તેને નિશ્ચાયાત્મક ન બનવા દેતો; પણ, આપદના પ્રસંગોએ તો તેની બુદ્ધિ અત્યંત ત્વરાપૂર્વક નિર્ણયો કરી નાંખતી અને એટલી જ ત્વરાથી તેનું પહેલવાન શરીર તેનો અમલ કરતું.

તેણે પોતાની વેરાઇ જતી શક્તિઓ એકત્ર કરવા પ્રયત્ન કર્યો અને ગુમાવેલું મનોસ્વાસ્થ્ય પાછું પ્રાપ્ત કર્યું. તે ઘુંટણ પર નીચો નમ્યો અને હાથનો ખોબો રચી, તેમાં પોતાની પ્રિયતમાના મૃતદેહને ધીમેથી ઉંચકી લીધો ને પાસેના ઓરડામાં જ્યાં તેણે આરામગાહ બનાવી હતી, તે તરફ વળ્યો; પણ ત્યાં તો તેના પોતાના જ ઓરડાનાં બારીબારણાં તેણે તૂટતાં સાંભળ્યાં અને એ તૂટેલાં બારણાંઓ વચ્ચે ઉભેલા યમના દૂત સમા ચાર પાંચ વિકરાળ ચ્હેરાઓ તેણે જોયા. તે ચમકયો અને પાછો ફર્યો. એટ-લામાં તો એક મજબુત હાથ તેના ગળા ઉપર પડયો અને એક

આકરી પાટુ તેના પગ ઉપર લાગી. તે લથડયો; પણ બે પગ પહોળા કરી, હાથમાંના મૃતદેહને બરાબર સાચવી તે સ્થિર ઉભો રહ્યો.

તેણે આસપાસ એક વસ્તુગ્રાહી નજર નાંખી, અને વસ્તુ-સ્થિતિ સમજી લીધી. આઠદશ ગોરા અને દશપંદર શીખ શિપા-ઇઓથી તેણે પોતાને ઘેરાયેલો જોયો. પોતે પરવશ અને નિરૂપાય છે એ તેને સ્પષ્ટ દેખાયું.

આ સિપાઇઓ વાઘવરૂઓ જેવા હતાં. કોઇ રાજા કે અમી-રના સંગ્રહસ્થાનમાં દીર્ઘ કાળ સુધી કેદ સેવ્યા પછી એકાએક નાસી છુટયા હોય એવી તેમની મનોદશા હતી. તેમની ક્ષુધા અતિ તીવ્ર હતી. તેમની આંખોમાં જંગલી તેજ ચમકતું હતું. તેમણે મૂર્છિત દશામાં પડેલા માહઆલમને જોયો; મૃતદેહને ઉપાડી ઉભેલા હૈદરઅલીને જોયો. પણ એ બધાથી તેમના અસંસ્કારી આત્મા ઉપર કશી અસર થઇ નહિ; ઉલટું તેમના પ્રહારને ન ગણકારતાં હૈદરઅલી સ્થિર ઉભો હતો, તેથી તેમને ક્રોધ થયો. ચાર સિપાઇઓએ સાથે ધસી હૈદરઅલી ઉપર આક્રમણ કર્યું અને તેને ક્રૂર રીતે પછાડયો.

હૈદરઅલી પડયો, પણ તેણે પોતાની પ્રિયતમાને છોડી નહીં. તે તેને છાતી સાથે ચાંપી ચત્તોપાટ સૂતો. સિપાઇઓથી આ ન સહેવાયું. તેમણે બળાત્કારપૂર્વક એ પ્રેમીયુગલને છુટું પાડયું હૈદરઅલીની છાતીએથી તેની પ્રિયાના મૃતદેહને ઝોંટી, તેમણે તેને એક ખુણામાં ફેંકી દીધો. હૈદરઅલી આ બધું લાલ લોચને જોઇ રહ્યો: પણ તેનાથી એ ન જોવાયું. તેની આંખે તમ્મર આવ્યાં. તેની શુદ્ધિ ચાલી ગઇ. તે પાછો જ્યારે શુદ્ધિમાં આવ્યો, ત્યારે તે અને તેનો પુત્ર સામસામા ખુણામાં દોરડાના સખ્ત બંધથી બંધાયેલા પડયા હતા.

સિપાઇઓએ ઘરના માલિકને મુસ્કેટાટ બાંધી, એ ઘરમાં નિરંકુશ વિચરવા માંડયું. તેઓ ઘરના ખંડેખંડમાં અને ખુણે-

ખુણામાં ફરી વળ્યા. જેટલું લેવા જેટલું લાગ્યું, તેટલું બધું એકઠું કર્યું અને બીજાનો ભુક્કો કરી નાંખ્યો. તેઓએ હૈદરઅલીના પેટીઓ અને પટારાઓ, કબાટો અને ઇસ્કોતરાઓ—એ બધું તોડી નાંખ્યું; તેના નાના પુસ્તકાલયને આગ લગાવી; શિલ્પના અને કલાના પુરાણા નમુનાઓનો સંહાર કર્યો અને સમ્રાટના કુટુમ્બીઓને પહેરવાના રત્નજડિત આભુષણોનાં પોટલાં બાંધ્યાં.

એ કામ કરી તેઓ પાસેના મકાનમાં બેઠા. ત્યાં હૈદરઅલીનો દાસસમુદાય રહેતો. અંગ્રેજોએ દિલ્હીનો કબજો કર્યાના સમાચાર સાંભળી, માહઆલમની માતા મૃત્યુને બિછાને છતાં તેઓ નાસી ગયાં હતાં. પણ લાલ કિલ્લાની લુંટ કરી સિપાઇઓ પાછા ચાલ્યા ગયા છે એમ જાણી બે દાસીઓ ખાનગી માર્ગેથી પાછી આવેલી. આ નરપશુઓએ એ નારીઓને જોઇ; તેમને ચોટલેથી પકડી નીચે પછાડી અને તેમના દેહને અભડાવ્યા.

અંતરના અસુરને સંતોષી તેઓ પાછા વળ્યા. પણ ત્યાં તો એક વાત તેમને યાદ આવી. પેલાં પોટલાઓ ઉપાડવા એ દાસીઓને સાથે લઇ લેવાનું તેમને ઠીક લાગ્યું. તેઓ તેમને બોલાવવા પાછા ગયા. દાસીઓએ આવવામાં જરા વિલંબ કર્યો. એટલે આ સિપાઇઓએ તેમને ચોટલેથી ઘસડી સાથે લીધી.

દાસીઓને ત્યાં લાવી, પેલા પોટલા પાસે બેસાડી, સિપાઇઓ હૈદરઅલીના ઓરડામાં ગયા; હૈદરઅલી આંખો મીચી ખુણામાં પડયો હતો. આંખોમાંથી ધીમે વેગે આંસુઓ ટપકતાં હોય એમ એની પાસે પલળેલી જમીન કહેતી હતી. બંદિવાન થયા પછી હૈદરઅલીના મનમાં અનેક તર્કો થઇ રહ્યા હતા. શહેનશાહતોના સૂર્યાસ્તો આવા અસુખકર હશે અને તે સમયે શહેનશાહના કુટુમ્બીજનો હોવાનો ગુન્હો કરનારાઓને આટલી આકરી શિક્ષાઓ સહવી પડતી હશે,

તેનો તેને ખ્યાલ સરખોયે નહોતો. આજના એ ઘડીના પ્રત્યક્ષ અનુભવથી તે નિષ્પ્રાણ બની ગયો હતો. પ્રિયતમાના કરૂણ અંતથી અને એ અંત પછી સિપાઇઓએ કરેલા અનેક ક્રૂર આઘાતોથી હૈદરઅલીના દિલમાં દાવાનળ પ્રગટયો હતો. તે અંદરથી સળગી રહ્યો હતો; પણ પોતે નિરૂપાય હોવાને કારણે, તેની એ જ્વાળાઓ આંખોમાંથી ધગધગતા અશ્રુ પ્રવાહરૂપે બહાર નીકળતી હતી

હૈદરઅલી એ ઉદ્વેગમય દશામાં નીચી આંખે સૂતો હતો. સિપાઇઓનાં પગલાનો સખ્ત અવાજ સાંભળી, તેની આંખો અર્ધી ઉઘડી. સિપાઇઓને પોતાની તરફ આવતા દેખી તે પાછી મીંચાઇ.

માહઆલમ પણ એજ વિષાદમય સ્થિતિમાં સામા ખુણામાં પડયો હતો. એ બાળકના વદન ઉપરથી છેલ્લા એ દિવસના પરિતાપે પ્રતાપ હરી લીધો હતો. તે સાવ નિસ્તેજ અને નિર્બળ લાગતો. તેના બાલ–મગજને તો આ કશું બીલકુલ સમજાતું નહીં. તેને તેની પ્રિય માતા મરી ગઇ એ સમજાયું હતું. અને તેથી તેને અપાર અને અવર્ણનીય દુઃખ થતું. તેથી તેને વારંવાર મુર્ચ્છાઓ આવતી અને તેમાંથી તે જાગતો, ત્યારે માતાના મૃતદેહને દેખી માથાં પછાડતો. એ ઉપરાંત પોતાને અને પોતાના પિતાને બંદીવાન દેખી, અને સિપાઇઓએ ઘડી પહેલાં ગુજારેલા અત્યાચારો યાદ કરી, તે ત્રાસતો, અને તેના નિર્દોષ મન સન્મુખ સેતાનની ભીષણ મૂર્તિ ખડી હતી. સિપાઇઓને આવેલા જોઇ તે કમ્પ્યો.

સિપાઇઓમાંથી બેએ આગળ આવી બાપ દીકરાના પગ ખેંચ્યા અને ઉભા થવા આજ્ઞા કરી. હૈદરઅલી ડહાપણ વાપરી ઉભો થઇ ગયો; પણ માહઆલમ ન થયો. તે દુઃખના ભાર

